# गुजराती बीजी चोपडीना अर्थ.

કવિતાની સમજુતી, તથા બીજા
કેટલા વધારા સાથે.



## બુકસેલર જગજીવન દલપતરામે

છપાવી પ્રસિદ્ધ કર્યા.



અમદાવાદ.
યુ૦ પ્રી૦ અને જ૦ એ૦ કં૦ "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યા.



સને ૧૮૮૩. સંવત ૧૯૩૯.



કિમ્મત ૨ આના.

૧૯૪૦

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ.



**પાઠ ૧ લો.**

ઉકેલતાં=વાંચતાં; પારખતાં.

શીખામણ= ફાયદાની વાત.

મજાની=સારી.

સાચવજો=સંભાળજો.

બોલીએ=સાદ કાહાડીને કહીએ.

અક્ષરે=દસ્કતે; હરફે.

બગાડશો=ખરાબ કરશો.

વાહ=અરે! ઓહો!

દહાડા=દિવસ; દીન.

પૂરા=બરાબર; બધા.

બોલ=શબ્દ.

ડાહી ડાહી=ડાહાપણ ભરેલી; ફાયદાવાળી.

માં=ના; નહિ.

ડેકાણે=જગોએ.

બગડે ખરાબ થાય.

ફાડવાં=ચીરવાં.

વેહેલું=જલદી.

ભણવું=શીખવું.

ઠીક=બરાબર; સારી રીતે.

છેક=ઘણું; બહુ.

તાણીને=ખેંચીને.

ધીમે=હળવે; આસ્તે.

સાદે=અવાજે.

સૌ=સઘળા; બધા.

**પાઠ ૨ જો.**

શોભાય=સારી દેખાય.

કારજ=કામ.

હૈડું=મન; દિલ.

ચોપડીઓ=પોથીઓ.

હરખાય=ખુશી થાય.

સમજણ=અક્કલ; સમજ.

વીગતેથી=શબ્દે શબ્દની સમજણથી; વિગતવાર.

સાર=મતલબ; સારાંશ.

ચોપાઈ=જેમાં ચાર પદ આવેલાં હોય તે.

સારી=મજાની; સુંદર.

દેખી=જોઈ.

જીવ=મન; ચિત્ત.

ઘાલીને=રાખીને.

વિચાર=મનસુબો.

**(કવિતાની સમજુતી.) (૧).**

સારી ચોપડીઓ હોય તે સારી દેખાય, તે જોઇને આપણું મન ખુશ થાય; પણ જો તે વીગતથી એટલે શબ્દે શબ્દ છુટો

પાડીને વંચાય તો તેમાંથી આપણું કામ થાય. (૧).

જેમ જેમ મન રાખીને વાંચે, તેમ તેમાં સમજણ આવે; પણ વાંચ્યો જાય ને મનમાં કંઈ વિચાર કરે નહિ, તો તે માંહેલી બધી મતલબ સમજે નહિ. (૨).

---

**પાઠ ૩ જો.**

ચકલી=મોટી ચકલી.
લાવ્યો=લેઇને આવ્યો
પુછ્યું=તજવીજ કીધી.
રાણા=રાજા.
તપેલામાં=પાતેલામાં.
બારણામાં=ઘરમાં.
પેસાશે=અવાશે; જવાશે.
પાટો=લાંબું ફાડેલું ચીથરૂં.
ચકલા=ચકલો.
ઓરીને=રાંધવા મૂકીને.
બધી=સઘળી.
ધડો=દોરીઓ.
ઉતારો=લઈ લેઓ.
નાંખી=ફેંકી, લાખી.

**પાઠ ૪ થો.**

ફરિયાદ=રાવ; અરજ.
એકલા=જાતે; પોતે.
પકડાવી=ઝલાવી,.
મગાવ્યો=મોલાવ્યો.
મહારાજ=મોટા રાજા.
ગભરાઇને=અકળાઇને; ગાભરો થઇને.
હુકમ=ફરમાસ.
કને=પાસે; સોડે.
જવાબ=ઉત્તર.
દીવો=વાળ્યો.
ગ્રુઠો=લબાડ.
સાહેબ=મેહેરબાન.
ફાડીને=ચીરીને.
ફાડશો=ચીરશો.
રીસ=ગુસ્સો; તામસ.

**પાઠ ૫ મો.**

ધુમેધુમ=ધાંટે ધાંટા.
ગોવાળીઓ=ગાય ભેંસનો ચરાવનાર.
ગોવાળ=ગાયોનું ટોળું; ગોવાળીઓ.
છેવટ=છેલ્લે; આખરે.
ગોવાળણી=ગોવાળીઆની બાયડી.
વાળ્યો=દીધો.
કાડ્યો=બાહાર આણ્યો
નાંખ્યો=ફેંક્યો.
ફુટી=ભાંગી.
કાણો=એક આંખે આંધળો.
આગળ=પાસે.
ખીર=મોળો દુધપાક.
પોળી=પડવાળી પાતળી રોટલી.
બાપા=બેહેન.

**પાઠ ૬ ઠો.**

તપાવી=ઉની કરી.
પાટલો=લાકડાના પાટીઆનું કરેલું બે-

સવાનું.
લુચ્ચાઈ=દાંગાઈ.
ઠોક્યો=માર્યો; અફા-
ળ્યો; ઝીક્યો.
લાલચોળ=રાતી રાતી;
ધગધગતી.
દોરી=તેડી.
જોડે=સાથે.
લોઢી=લોઢાની તાવી.
ખૂબ=ઘણીજ.
બૂમ=પોકાર ઘાંટો.
ઉઠી=ઉભી થઈ.
દાઝી=બળી મુઈ.
ખોટી=જુઠી; બનાવ-
ટની.
પેઠે=માફક.
વાંક=તકસીર, ગુનો.
ફળ=ફાયદો; હાંસલ.

પાઠ ૭ મો.

બહુ=ઘણું; મસ.
છોડી=છોકરી.
ગાગર=પાણી ભરવા-
નું ઘડા કરતાં મોટું
વાસણ.
ઓસડ=દવા.
ઝેર=વીખ; સોમલ.
સાજી=સારી.
રોજ=હંમેશાં; નિત્ય.
બગાડે=ખરાબ કરે.
લુગડાં=કપડા.
મેલાં=ખરાબ.
ડાહી=શાણી.
ખોટી=ખરાબ; આડી.
માને=કહ્યું કરે.
માંદી=બીમાર; કાહેલી
વધારે=ઘણું=મસ.

પાઠ ૮ મો.

વરસાદ=મેઘ.
ગીત=રાગ કાઢીને ગા
વાનું.
ઘેબરીઓ=ઘેબર નાજે
વો મીઠો.
પ્રસાદ=ખાવાનું.
નેવલે=નેવાંએ.
કારેલું=એક જાતની
તરકારી.
દેડકો=એક જાતનો.
પશુ.
ગાજે=રાગ કાઢીને બો
લજે.
ઉની ઉની=ગરમા ગ-
રમ; તાવીપરથી ઉ-
તરે તેવી.
શાક=તરકારી.
નઠારી=ખરાબ.
તાજી=એવી.
સમજોછો? = જાણો-
છો? ખબર છે?

પાઠ ૯ મો.

એકુજ=સરખુ.
જણસ=ચીજ; વસ્તુ.
ટટ્ટુ=નાનો ઘોડો.
પારકો=અતરાપીનો;
બીજા કોઈનો.

પાઠ ૧૦ મો.

પાડું=ભેંસનું બચ્ચું.
જાળવે=સાચવે.
રાતે=દીવા થયા પછી
પટેલ=ગામનો ઉપરી.
નાંરિ=નાંખે.
સંભાળ=બરદાસ.
જતન=બાલાસ.
જક્કી=જીદ્દી; મમતી.
વાછરડું=ગાયનુંબચ્ચું.
વાડો=ઘરની પાછળ.

ઢોર બાંધવાની ખુ-
લ્લી જગો.
ચારો=ઉગતું ઘાસ.
માંદુ=બીમાર; આ-
જારી; કાહિલી.
ઓસડવેસડ=દવા અ-
ને તેના ઉપાય.
ચારવાને=ચરાવવાને;
ઉગતું ઘાસ ખાવાને
ખેતર=અનાજ તથા
ઘાસ પાકે તે જગા.
આણે=લાવે.
ઊચકીને=ખાંધપર લ-
ઈને; ઉપાડીને.
સુખ=સુખીઆરાં.

**પાઠ ૧૧ મો.**

ચેન=મજા; સુખ.
અહીંઆથી=આ ઠે-
કાણેથી.
બંધીખાને=કેદખાને.
ફરાય=ચલાય; હરાય.
વીચાર=મનસુબો.
વાંસે=પાછળ.
નીસરી=નાસી; નીકળી
લાગ=દાવ; તક.

સમજાવ્યું=શીખામ-
ણ દઈને કહ્યું.
છુટું=બાંધ્યા વગર.
મન=મરજી; ઇચ્છા.
મજા=રમૂજ; ગમત.
ઘેલું=ગાંડું; અણસ-
મજું.
દુખી=હેરાન.
જક=જીદ; ખાસ.
છોડે=મૂકે; મેલે.

**પાઠ ૧૨ મો.**

ફાવ્યો=જડ્યો; હાથ
આવ્યો.
અણસમજ=બેસમ-
જ; બીન અક્કલ.
વગડામાં=વનમાં.
કોતર=ગુફા; ખોલ.
સટકી ગયું=નાસી ગયું.
ડાહ્યો=શાણો; સમજુ.
ઢોર=ચોપગાં જાનવર.
ઊંઘી=સુઈ.
મોડી રાતે=બહુ રાત
ગઈ ત્યારે.
છાનુંમાનું=ચુપચુપ.
ઝાલીને=પકડીને.

અંતે=છેલ્લે; છેવટે.
માનવી=કબુલ કરવી.
ભલું=સારૂં; રૂડું.
પાડોશી=પાસેના ઘર-
માં રેહેનારા.
ડાહ્યા=શાણા; સમજુ.

**પાઠ ૧૩ મો.**

છેક=ઘણું; બહુ.
વાઘ=ફાડી ખાનારૂં
કાબરચીત્રૂ જાનવર.
માન્યું=ક્હ્યું કર્યું; લાગ્યું.
વાસ=રેહઠાણ.
ચરવાને=ઉગતું ઘાસ
ખાવાને.
પ્રાણ=જીવ; આત્મા.
વનમાં=રાનમાં.
દુખીઉં=હેરાન.
ચિત્ત=મન; ધ્યાન.
અવસ્થા=હાલ; હવાલ
નાઠું=જતું રહ્યું.
મનમાન્યું=મનને ગમે
તેટલું; દિલ લાગ્યું
વળતી=પછી
અજાણ=જાણીતું ન-
હીં તે; (ઓચિંતુ).

## (કવિતાની સમજુતી). (૨)

વાડામાં બધાં ઢોર બાંધ્યાં હતાં, તેમાંથી એક પાડું છુટીને છેક આઘું નાસી ગયું; તેને ઘાસ ખાવાનું મન થયું તેથી નાશીને તે જંગલમાં જતું રહ્યું. (૧).

પછી ત્યાં જંગલમાં એક વાઘે તેનો જીવ લીધો, એવું અજાણપણે તે દુખીઓ થયું; જે બધાથી છુટું થવા જાય (બધાના મતથી ઉલટું ચાલે), તેના એવા હાલ સમજવા. (૨).

---

### પાઠ ૧૪ મો.

માટી=મટોડી.
પલાળેછે=ભીનાળેછે.
ચીકણી=ચોંટે એવી.
ઠીકરાના=કાદવના.
ભરવાના=ઘાલવાના.
આધરકે=જમાવે.
જાત=તરેહ; રીત.
ગોરસ=દહીં દૂધનું પાટીઉં-હાંલ્લું.
કોડીઆં=દીવા કરવાનાં માટીનાં પ્યાલા
નરમ=પોચો; સુંવાળી
કામની=ખપની.
ગોળી=પીવાનું પાણી ભરીમૂકવાનામાટલી
બેડું=ગાગર ને ઘડો.
દોહણી=છાશ લાવવાની ઘાડવી–ઢોચકી.
દાણા=અનાજ; ધાન્ય.

### પાઠ ૧૫ મો.

પાળે=કોરે; કોરાણે.
વાગ્યા=ઇજા થઈ.
બગાડ=નુકસાન.
ફેંકવા=નાંખવા.
કાયર=હેરાન.
મંડ્યા=મચ્યાં; લાગ્યાં.
તળાવ=નાનું સરોવર.
પથરે=પથરાથી.
જવાબ=ઉત્તર.
ધડાધડ=જોરથી.
ગરીબ=અનાથ; પશુ.
શા માટે=કેમ? શું કરવા?
રમત=ખેલ; ગમત.
સંભાળીને=સાચવીને
કશોએ=કંઈપણ; જરા

### પાઠ ૧૬ મો.

બેનપણી=સહિઅર.
નોતરૂં=તેડું; કેહેણ.
ભુંગળી=બળતું કરવાની વાંસની નળી
વેલણ=રોટલી વણવાનું હથિઆર.
તપેલી=પાતેલી.
કડછી=નરમ દાળ લેવાનું પીતળ કે લોઢાનું હથિઆર.

તાસક=ઢાકણું.
વખત=વેળા; સમય.
રાંધુ=રસોઈ કરૂં.
તે વડે=તેણે કરીને.
થાળી=નાનો ખુમચો.
વાડકા=ધાતુનાં ચલાણા.
લાવીને=આણીને.
મૂક્તું=મેલ્યું.

### પાઠ ૧૭ મો.

મણા=કસર; ખામી.
ધાણી=શેક્યાથી ફુટેલુ અન્ન. તે જુવાર બાજરી વગેરે.
ખાવાનું=કાચું કોરૂં; શેકેલું તે.
પહુઆ=ભાતને શેકીને ખાંડી બનાવેલા તે.
ભાંડવું=ખરાબ બોલવું
ટેવ=આદત; ખો.
લડે=વઢે; કંકાસ કરે.
જરાએ=લગારે.
કજીઓ=કંકાસ; ટંટો.
મૂકાવી=મેલાવી.
લાવીશ=આણીશ.
વેહેલી=જલદી.

### પાઠ ૧૮ મો.

છોટીઓ=નાનો ભાઈ.
નાનું=નાદાન; કુમળું.
બાળક=બચ્ચું.
મેલાય=મૂકાય.
દેખાય=જણાય.
ભાણો=ભાણીઓ; કીકલો; (બેહેનનો છોકરો).
આટલી=આવડી.
વારે=વખત; દેરે.
રોતો=રડતો.
તેડવા=બોલાવવા.
કામ=ખપ; જરૂર.
હજી=અત્યાર સુધી.
અલી=છોકરીને નામ દીધા વગર બોલાવવું તે.

### પાઠ ૧૯ મો.

નિશાળીઆ=નિશાળમાં શીખનારા છોકરા.
કુદાવતી=કુદકારા મારતી.
લાકડી=ડંગોરી.
ભણેલાં=શીખેલાં.
પરિક્ષા=તપાસ.
ઇનામ=સરપાવ; ખુશીથી કંઈ આપવું તે.
સાહેબ=શીનોર; ટોપવાળો.
બાકી=રહેલા.
મેહેતાજી=ગુરૂ જી.
જોવા=તપાસવા.

### પાઠ ૨૦ મો.

ઉતાવળ=તાકીદ.
અલ્યા=છોકરાને નામ દીધા વગર બોલાવવો તે.
સામટું=એકીવારે.
નીકળ્યો=બાહાર આવ્યો.
ગાગર=ઘડા કરતાં મોટું વાસણ.
મુઠો=બાચકો.
સાંકડું=નાનું.
અટકી=ઘલાઇ.
જણ=માણસ; સખસ
પડતાં મૂક=પાછા નાં-

આ; રેહેવા દે.
ઝટ=જલદી; તુરત.
પેઠે=માફક.
ફેરે=વખતે.
છેલ્લી વારે=આખરે.
લગાર=જરા.
ભણવામાં=શીખવામાં

**પાઠ ૨૧ મો.**

સાત પુછડીઓ=સાત પુછડીવાળો.
પુછડીઓ=નાનાંપુછડાં
બાંડો=પુછડી કપાઈ ગયલો.
ખીજવું=ચીડવું.
કપાવી=વઢાવી.
હજામ=વાલણ.
ચીડવે=ખીજવે.
બેટા=દીકરા. છોકરા.
ખીજવ્યાથી=ચીડવ્યાથી.
ખીજીએ=ચીડવાઈયે.

**પાઠ ૨૨ મો.**

કામકાજ=ધંધો રોજગાર.
સાંધા=કટકા.
દરજી=મેરાઈ; સુઈ.
કલમ=લેખણ.
કોદાળી=ચાંચવા જેવું ખોદવાનું હથિયાર.
બિચારો=બાપડો.
ધોબી=લુગડાં ધોનાર.
અક્ષર=હરફ; દસ્કત.
મજુર=વૈતરો;હેલકરી.
બાયડીઓ=બઈરીઓ
સુતર=રૂને કાંતીને લાંબા કાચાદોરાકરેલાતે
મોતી=મુક્તાફળ.
ખપ=જરૂર; કામ.
વાળવા=મરડવા.
વળાય=મરડાય.
કાંતે=રેટીઆવતીલાંબા તાંતણા કરે.

**પાઠ ૨૩ મો.**

ધ્યાન=ચિત્ત; મન.
પાંસરા=સીધા;પાધરા
ફરો=ચાલો; હરો.
વેળાસર=વખતસર.
માયા=હેત; ચાહેના.
મન=ધ્યાન; ચિત્ત.
વઢવું=લડવું.
ભુલ=ચૂક; ગફલત.
પાડ=ધડો.
ભણવો=શીખવો.
બતાવે=દેખાડે.
કદી=કદાચ; કદાપી.
ખોટું=ખરાબ.
ફરીને=હવે પછી.
છુટી=રજા.

**પાઠ ૨૪ મો.**

નિત્યે=રોજ; હંમેશ.
નીસરી=નીકળી.
ચિત્ત=ધ્યાન; મન.
રૂડી=સારી.
પેર=રીત; પેઠે.
ગુરૂની=મેહેતાજીની.
ચોડી=લગાડી.
શિક્ષા=શીખામણ.
સમજો=ધ્યાન આપો.
પાંસરૂં=સીધું; પાધરૂં.

**(કવિતાની સમજુતી). (૩).**

બાઈઓ તમારે રોજ નિશાળમાં જવું. ને ધ્યાન રાખીને

ભણવું; ને મેહેતાજી આપણા ફાયદાની વાત કહે. તે બધાએ સારી રીતે માનવી. (૧).

તમે રમતમાં ચિત્ત નહીં રાખો, ને વાત કહું તે સારીપેઠે સમજો; નિશાળમાંથી જેવારે છુટી થાય ત્યારે ત્યાંથી નીકળી પાંસરા ઘેર ચાલ્યા જવું. (૨)

**પાઠ ૨૫ મો.**

વીઆવાની=જણવાની.
ગાડાવાળો=ગાડું હાંકનાર; ગાડી ચલાવનાર.
રોકીને=ઘેરીને.
નીચે હેઠળ.
વિચાર્યું=ધાર્યું
રસ્તો=માર્ગ; વાટ.
ઠેકાણું=જગો; મુકામ.
બિચારો=બાપડો
સારી=મજાની; વાંચવા લાયક.
ગામ=જ્યાં થોડાંક ઘરની વસ્તી હોય તે.
ઉઠ=ઊભી થા.
મુરખ=બેવકુફ.
ઉઠાડી=ઉભી કરી.

**પાઠ ૨૬ મો.**

શેરડી = ગળ્યા રસનો સાંઠો.
ટોપલી=વાંસની છાલનો નાનો ટોપલો.
નળીઆં=છાપરા પર ઢાંકવાને સારૂ માટીના બનાવેલા નળીના બે ભાગ કરી પકવેલા તે.
કોપરાં=ટોપરાં.
ભીંતો=કાદવનો કરો.
છાયું=બનાવ્યું.
દાણા=અનાજ.
માર્ગ=રસ્તો.
છાપરૂં=ઘરનું ઢાંકણ.
કાઢીને=બહાર આણીને.
ભારો=મોટી ભારી.
કનેથી=પાસેથી.
ધણી=માલીક; શેઠ.
સાંઠા=સાકટા.
ટોપરાં=કોપરાં.
વિઆઈ=જણ્યું.

**પાઠ ૨૭ મો.**

કમાડ=બારણાં.
ભીંતરડી=ભીંત; કરો.
ઉઘાડશો=ખુલ્લાં કરશો
છાયાં=ઢાંક્યાં; કીધાં.
કેરાં=નાં; તણાં.
રખડવા=રઝળવા.
બારણાં=કમાડ.
આડું=ઊંધું; વાંકું.
વાશીને=દઈને.
વલે=હાલ; હવાલ.
ચરવા=ચારો ખાવા.
આમ=આવી રીતે.
ઉઘાડો=ખુલ્લા કરો.

### પાઠ ૨૮ મો.

અમથી=મોટી; જાડી.
બાહાર=બારેણે, (ઘર થી વેગળું)
આડું=ઊંધી સમજનું.
આવડતું=જાણતું.
રઝળવા=રખડવા.
સુખી=સુખીઆરૂં.
જોડેલી=બનાવેલી.
ખરી=સાચી.
બનેલી=થયલી.
સમજ=અક્કલ.
દુઃખ=વીપત; આપદા.

### પાઠ ૨૯ મો.

રોતો=રડતો.
સવારમાં=વાહાણામાં
નહોર=નખોરીઆં.
પેહોળું=ઉઘાડું.
ચોપડ્યા=લગાડ્યા.
તાણતો=ખેંચતો.
ભેંકડો=મોટે સાદે રડવું તે.
લાહે=આગ; અગન.
સરખી=બરાબર.
બળવા=અગન ઉઠવા.
મટી=જતી રહી.
મૂકી=મેલી; છોડી.

### પાઠ ૩૦ મો.

તાંબુ } ધાતુનાં નામ.
પીતળ }
તાંબાકૂંડીઓ= પાણી ભરી રાખવાનું એક કડાવાળું વાસણ.
ચોળાસપર=સકેતી ઉપર.
અથડાય=અફળાય.
માંજેલાં = અજવાળેલાં; ચોખ્ખાં કરેલાં
સાચવવાં=સંભાળવા.
ગરમા=રાંધેલું ઢાંકીમુકવાને મોટાવાડકા જેવાં વાસણ.
ગોબાય=ખાડા પડે.
ચળકતાં=ઝળકતાં.
લાલ=રાતાં.
કથરોટ=થાળી જેવું. છાછરૂં પણ તેથી મોટું કોરણવાળું.
વાસણ.
લોટા=કળશીઆ.
જણાયછે=દેખાયછે.
તપેલા=પાતેલા.
લોટીઓ=કળશીઓ.
કાંસું=એક જાતનીબરડ ધાતુ.
મોંય=જમીન.
કદાસ=કોઈ વખત.
ફૂટી=ભાગી.

### પાઠ ૩૧ મો.

નાનીશી=નાનીસરખી; નાની કેમ.
પોતડી=ધોતડી.
પિછોડી=ખાંધે નાંખવાનું લૂગડું.
હીરકોરી=રેશમની કોરની.
હલકી=થોડી કિમ્મતની; (થોડા વજનની.)
જામદાની=એક જાતનું ઝીણું બુટીદાર લૂગડું.
ફાટેલી=ચીરાયલી.

અંગરખી= નાની દ-ગળી.
દીકરો=છોકરો.
ગરીબ=પૈસા વગરનો.
ધોતી=ધોતડી.
ખભે= ખાંધ ઉપર.
નામાં=નામ.
શીખીશ ભણીશ.
માટે=કાજે; વાસ્તે.

**પાઠ ૩૨ મો.**

વાગોળવું=ખાધું હોય તે પાછું મોમાં લાવી ચાવવું.
માખણ=છાશ ઉપરની તરી.
ખરીઓ=પગનાં તળીઆનો કઠણ ભાગ.
હલાવે=હીલવે.
ફાટ=ચીરો.
ભાવે=સ્વાદ લાગે.
બબે=બે.
ચરેછે=ઘાસ ખાય છે.
ચાવવું=દાંતે વતી ભચરડવું; ધોળવું.
ઘી=માખણને તાવીને બનાવેલું તે.
શી શી=કઈ કઈ. ?
મથાળે=ઉપર; ઉપલા ભાગ પર.
ગોધો=સાંઢ; આખલો.

**પાઠ ૩૩ મો.**

ગુણ=ફાયદો; ખુબી.
આધાર=આશરો.
અગણિત=ગણાયનહી તેટલા; (ઘણાજ.)
પશુ=ચોપગાં જાનવર.
ખાંતે=ખુશીથી.
જન=માણસ.
જન્મતી=અવતરતી.
પંખી=પાંખવાળા પશુ.
નર=માટીડો; ભાયડો.
સુખદાતા=સુખ આપનાર.
નાર=બાયડી;બઈરી.
દેછે=આપેછે.
ઘણું કરો=સો વસા.

## (કવિતાની સમજુતી). (૪).

ગાયમાં ખુબી ઘણી છે, ને તે બધાને સુખ આપનારી કેહેવાય છે; વળી તે દહી દુધ ઘી સો આપેછે, ને તે બધા માણસો ખુશીથી ખાયછે. (૧).

પશુ, પક્ષી, ભાયડા, ને બાયડી બધાને જન્મ થતીવખત જુઓતાં ઘણુંકરીને ઘીને દુધ એજ જીવને આધાર આપેછે(૨)

**પાઠ ૩૪ મો.**

દુધપાક=દુધમાં ચોખા ખાંડ નાંખી રાંધીને કરેલો પાક.
ચાસણી=ઉનું કરી ચિકાશ લાવવી તે.
બુરૂં=ધોએલી ખાંડ.
ઠારે=ઠંડકથી કડણ કરે
વલોવે=બે હાથે ધોળે.
માવો=દૂધને બાળીને લોચા જેવું કરેલું તે.
ખડબાં=ઢેખલાં; ગઠા.
તાવીને=ઉનું કરીને.
પેંડા=માવામાં ખાંડ નાંખી ગોળી વાળેલી તે.
જામીજાય = બંધાઈ જાય.
લોચો=લોંદો; લપકો.
રાંધીને=બાફીને.
ભેળીને=ભેળવીને.
ખટાશ=ખાટી ચીજ.

**પાઠ ૩૫ મો.**

જુઠો=લબાડ માણસ
લેખણ=કલમ.
સંતાડીને=છુપાવીને.
છાનામાના=કોઈ નહીં જાણે તેમ.
પડેલી=પડી ગયલી.
માન્યું=કબૂલ કર્યું.
ટેવ=આદત; ખો.
વેળા=વખત.
પાઈ=પઈ.
દીઠી=જોઈ.
ખોટી=ખરાબ; નઠારી.

**પાઠ ૩૬ મો.**

પાવલી=ચાર આનાનો સરકારી છાપનો રૂપાનો શિક્કો.
માનવું=કબૂલ કરવું.
ચોરી=છાનામાના લીધી; (કંઈ ચીજ છુપી રીતે લેવી તે.)
કાગળ=તાવ.
લટકાવી=ટીંગાવી.
કોટ=ડોક; ગળું.
ફજેતી=ગેરઆબરૂ.
છાનું છાનું=ચુપચુપ; કોઈ નહી જાણે તેમ.
પકડાઈ=ઝલાઈ.
ચોટી=ચોટાડી.

**પાઠ ૩૭ મો.**

દીકરાની=છોકરાની.
વાળુ=રાતનું ભોજન.
વઢવું=લડવું.
પહેલાં=અગાઉ.
શરમાયો=લજવાયો.
સોંપ્યો=હવાલે કર્યો, તપાસી આપ્યો.
હવાલ=હાલ.
તેડાવીને=બોલાવીને.
વાત=હકીકત; બીના.

**પાઠ ૩૮ મો.**

જુઠ=જુઠી વાત.
સાચ=સાચી વાત.
કદી=કોઈ વખત.
ઉપાય=ઇલાજ.
પાપી=દુષ્ટ; નઠારો.
સ્નેહ=હેત; પ્રીત.
દેહ=શરીર; કાયા.
રાચે=ખુશી થાય.
શોભે=સારી દેખાય.
જગપતિ=જગતનો

બનાવનાર ઈશ્વર. | પુરો=બરાબર. | સુખ=ચેન; મજા.

## (કવિતાની સમજુતી). (૫).

જે માણસ જુઠું બોલેછે, તે બરાબર પાપી થાય છે, તે માટે નાહાના છોકરાઓ એવું કામ તમે કરો નહિ. (૧).

સાચું બોલવામાં ઘણું સુખ છે, સાચાથી બધાનું હેત વાહાલ વધેછે, તેમ સાચાથી જગતનો બનાવનાર જે ઈશ્વર તે પણ ખુશી થાય છે, ને તેથી આપણું શરીર પણ સારૂ દેખાય છે. (૨).

### પાઠ ૩૯ મો.

મેવા=દરાખ, ચારોળી, પસ્તા, બદામ;તેમજ જાંબુ, કેરી, જરદાળુ, ખરબુજ વગેરે ફળ.
ગાંધીની=નેસ્તીની.
બદામ=એક જાતનો ઠળીઆવાળો મેવો
દુકાન=બજારમાં માલ વેચવાનું ઠેકાણું.
ઓળખીતો= પીછાનવાળો; જાણીતો.
દરાખ=લીલો મેવો.
કાજુ=મેવાનું નામ.
વાટી=કોપરાનાં ગોટાનું અડધીઉં.
મગફળી=મગની શીંગ; (વીલાતીશીંગ).
ખજુર=ખજુરીનું ફળ.
મામા=માના ભાઈ.
ચારોળી=મેવાનું નામ.
બતાવી=દેખાડી.
ભાણીઆ=ભાણા.
ખારેક=સુકાયલું ખજુર.

### પાઠ ૪૦ મો.

વાર= અઠવાડીઆનો દિવસ; વખત.
ચંદ્રમા=ચાંદ; ચાંદો.
ઘણાખરા=ઘણાએક
સરસ્વતી=ભણતર; સારદા; વિદ્યા.
દિવસ=દાહાડા.
વિદ્યા=ભણતર.
રવિવાર=સુરજનોવાર.
સોમવાર= ચંદ્રમાનો વાર.
કેડે=પછી; પુઠે.
ગુરૂ=બ્રેસ્પતવાર.
મૂકેછે=બેસાડેછે.
સરખા=બરાબર.
ચાલ=રીત; ધારો.

**પાઠ ૪૧ મો.**

જબરી=જોરાવર.
વાહાણામાં=સવારમાં.
માંસ=ગોસ.
ચચ્ચાર=ચાર ચાર.
કીડા=લાંબા જીવડા.
કુદતા=ઠેકડા મારતાં.
ડોલતો=ધુણતો; લેહેકાતો.
જનાંવર=જાનવર; પશુ.
સાંજ=દીવા બત્તીના વખત; સંધ્યાકાળ
લાંઠ=લુચ્ચા.
માળો=પક્ષીનું રેઠાણ
અનાજ=દાણા.
મુએલાં=મરીગયલાં.
ફોડ=ફોલી; ભાગી.
નસાડે=હાંકી મૂકે.

**પાઠ ૪૨ મો.**

ભાળો=જુઓ.
કાગ=કાગડો.
પાંખાળો=પાંખવાળો.
રાગ=ગાવાનો સોર.
રૂપાળો=સારો; શોભિતો.
ચાપે=ઉતાવળા થઈને
ચાહે=ઇચ્છે; માગે.
હણવા=મારવા.
જલદી=તુરત; ઝટ.
ચતુર=ડાહ્યો.
કાય=કાંઈ.
ચેતી-જાણી; સમજી

**(કવિતાની સમજુતી). (૯).**

સાંજે જઈ સુવા સારૂ માળો બાંધવા બેઠો, એવા એક કાગડાને જોયો; તે બે પાંખવાળો બોલતો હતો, પણ તેનો રાગ સારો નહિ હતો. (૧).

કોઇ માણસ હાથમાં કાંકરો લઇને, તેને ચુપકીથી તાકીને મારવાનું કરે, તો તે ચંચળ જાત મનમાં જાણીને તુરત ઉડી જાયછે. (૨).

---

**પાઠ ૪૩ મો.**

સગાં=સગા વાહાલા.
પીતરાઇ=કાકાના વંશના; કુટુંબી.
સાળીઓ=વહુની બેનો
મોળાઈ=મોસાળ તરફના.
બનેવી=બેહેનનો વર.
ભત્રીજો=ભાઇનો છોકરો.
માસો=માસીનો વર.
ભાણેજ=બેહેનનો છોકરો.
ફુઓ=ફોઇનો વર.
વર=માંટી; ભરથાર.
વહુ=બાયડી
સાળો=વહુનો ભાઈ.

**પાઠ ૪૪ મો.**

જમાઈ=છોકરીનો વર.
સંપ સંપીને=હળી મળીને.
સાવકાં=બાપ એક ને મા જુદી તે; ઓરમાઈ.
વેવાહી=છોકરો કે છોકરાનો સસરો.
ઓરમાઈ=સાવકો.
વેવાણ=છોકરી કે છોકરાની સાસુ.
સગાં=એક મા તથા એકજ બાપનાપેટના
દુધભાઈ=આંગળીઆત; કોઠાઈ.
બનતું=હળી મળીને રેહેવાતું.
દીકરી=છોકરી.
વરવહુ=માટીનઈએર.

## પાઠ ૪૫ મો.

કાપડ=કપડ; લૂગડાં.
ચૌટું=મોટું બજાર.
ફડાવ્યું=ચીરાવ્યું.
બાદી=એક જાતનું જાડું કપડું.
દોશીવાણીઓ=કાપડીઓ; લૂગડાં વેચનારો.
વાણોતર=ગુમાસ્તો.
બાસનો=એક જાતનું કપડું.
સેલું=કસબના છેડાવાળું લુગડું.
હાટ=બજાર; દુકાન.
જાજમ=બીછાવવાનું સારૂં ઉચું પાથરણું.
કાજે=વાસ્તે.

## પાઠ ૪૬ મો.

મહિના=૩૦ દાહાડાની મુદત.
દીવાળી=વર્ષનો છેલ્લો દહાડો; (આસોવદ અમાસનો દિવસ.)
રામનવમી=રામજીનો જન્મદિવસ.(ચૈત્રસુદ નોમનો દહાડો).
શિયાળો=ટાઢની મોસમ.
ઉતરાણ=મકરશંક્રાંતિ.
અખાત્રીજ=તેહેવારનો દિવસ; વૈશાખ સુદ ત્રીજનો દાહાડો.
ઉનાળો=તાપની મોસમ.
વસંત=રાગનું નામ; રૂતુનું નામ.
વરસ=શાલ; (બાર મહિના).
ટાઢ=ઠંડ; હીમ.
પર્વ=તેહેવાર; ટાણું.
દેવદીવાળી=ઠાકોરજીની દીવાળી; (કારતગ સુદ ૧૧નો દિવસ.)
ત્યારકેડે=ત્યાર પછી.
વસંતપંચમી=વસંતરૂતુ બેસવાનો દિવસ (મહા સુદ પાંચેમ)

## પાઠ ૪૭ મો.

ચોમાસુ=વરસાદની મોસમ; (જેઠ, અખાડ, શ્રાવણ ને ભાધરવો એટલા ચાર મહિના).
પચુસણ=શ્રાવક લોકોના તેહેવારો; (આ-

વણ વદ ૧૧ થી ભાધરવા સુદ ૪ સુધી).
ગોકળ આઠેમ=શ્રી કૃષ્ણનો જન્મ દિવસ; (શ્રાવણ વદ ૮).
શ્રાવણ=હિંદુના વરસનો ૧૦મો મહિનો.
પખવાડીઉં= પંદરવાડીઉં; (પંદર દહાડાની મુદત.)
ગણપતી ચોથ=ગણપતીનો જન્મ દિવસ; ઢગરા ચોથ; (ભાધરવા સુદ ૪)
વરસાદ=મેઘ; મેહ.
સરાધિઆ= મુએલાંની ક્રિયા કરવાના તેહેવારો. (ભાધરવા સુદ પુનેમથી ભાધરવા વદ અમાસ સુધીના ૧૬ દહાડા).
તિથિ=રોજ, મીતી.
ઉતરતા=પુરો થતાં.
દશરા=વિજય દશમી; (આસો સુદ દસેમ).
દીવાસો=મોટો તેહેવાર તે સો પરબનો માસો, એ દિવસથી બધા તેહેવારો શીરૂ થાય છે, (અસાડ વદ અમાસનો દિવસ.
મેળા=તમાશા.

### પાઠ ૪૮ મો.

વાજા=રાગ કાઢવાનાં યંત્રો.
વરઘોડો=વર પણવા જતી વખતનો વાજાં; ઢોલ સાથેનો રસાલો.
દેવળ=દેરૂં, મંદીર.
નાદ=અવાજ.
સરણાઈ=પીપી.
તતુડાં=રણશીંગડાં.
ઝાંઝ=તાસાં; કીરતાલ.
નગારાં=ઢોલ.
ઝમકારો=રણકો.
ભુંગળ=લાંબું વાજું.
કુંડાળું=ચકરડું.
ઘડીઆળ=વખત જાણવાનો સાંચો.
પખાજ=મરદંગ;
વાહવા=ઓહો !
ઢોલ=મોટું નગારૂં.
સાદ=અવાજ.

### પાઠ ૪૯ મો.

જન્મગાંઠ=વરસગાંઠ; જન્મ દિવસ.
વરસગાંઠ=શાલગીરી; જન્મ તિથિ;જન્મ દિવસ.
રાઈતાં=દંહીમાં કેળા, દુધી, ચીભડાં, વગેરે સમારીને નાંખી લચકા જેવું કરી મેળવેલું.
બીડાં=પાનની બીડી.
પાન સોપારી=તંબોળ ને ફોફળ.
કંસાર=મોટી લાપસી.
અડાડ્યો=અડકાડ્યો
કઢી=છાશને ઉકાળીને માંહે મીઠું મરચું ને અળઘ નાંખેલી તે.
જમવાનું=જમણ; ભો

જત.
મજા=લેહેજત.
તેડ્યો=બોલાવ્યો.
મંડ્યો=મચ્યો.

### પાઠ ૫૦ મો.

ચોખ્ખાઈ=સુઘડાઈ.
ઉતારવી=સોરી કાઢવી.
સાબુ=મેલ કાઢનારી ચીજ.
દાતણ=બાવળ કે બાવળના સોટીનો કકડો
શરીર=ડીલ; અંગ.
ગુમડાં=મોટા ફોલ્લા.
ઉલ=મોઢામાંનું વાસ મારતું વાસી થુંક.
ફિકર=ચિંતા.
ફોડા=સળો; ફોલ્લા.
ગંધાય=વાસ મારે.
ઘસવા=ચોળવા.
જુઓ=માંથામાં કીડીના જેવા ઝીણા જીવડા પડેછે તે.
મસળવું=ચોળવું.
ગંદા=ગોબરા.
સાજાં=સારાં, સુખી.
ચોખ્ખું=સાફ; સ્વચ્છ.

### પાઠ ૫૧ મો.

ઉપણે=વા દેઈ કસ્તર કાઢે; ઝાટકે.
તાપ=ગરમી.
લુંઓ=લાંદો; લચકો.
પાકવું=નીપજવું; થવું.
ઉથલાવીને=ફેરવીને.
કલેડું=ઠીકરાની તાવી.
લોઢી=લોઢાની તાવી.
ખેડવું=જમીન પોચી પાડવી.
શેકવું=પાકું કરવું.
વાવેછે=રોપેછે.
ઉગી=ફુટી.
કાચું=રાંધ્યા વગરનું.
લોટ=આટો.
ઘડેછે=ટીપેછે.
ભેર=બાજુ; તરફ.
લાલ=રંગીલા; રંગલા.

((કવિતાની સમજુતી). (૭).

દુધને રોટલો (દુધમાં રોટલો ચોળીને), ને દહીંને ભાત (દહીંમાં ભાત નાંખીને), વળી લાડવાને વાલ મારા લાલ ખાઈ જાઓ.

### પાઠ ૫૨ મો.

ભલો=સારો.
ઢીમણું=ઢીમું; ઢેકો.
હીંચકા=ઝોલા.
ગભરાવું=અકળાવું.
કોણી=હાથનું ઢીંચણ.
વારો=વખત.
બઝાડીને=વળગાડીને
ખસેડ્યા=આઘા કર્યા.
ધરાવું=પેટ ભરીને ખાવું; તરપત થવું.
આઘો=દૂર; વેગળો.
સામું=તરફ.
દયા=મેહેર; રેહેમ.
હીંચતા=હીંચકા ખાતા.
વેગળા=આઘા; દૂર.
પેટભરીને=ધરાઈને.

### પાઠ ૫૩ મો.

કાતરી=કરડી.
લોક=માણસો.

સંતાઇ=છુપાઇ; ભ-
રાઈ.
ચંચળ=હોંશીઆર.
તરત=જલદી; ઝટ.
સર્વે=સઘળા; બધા.
ફૂંકતો=ફૂંક મારતો.
ખુણેખોચરે=દરમાં.
ભોંય=જમીન; ધરતી.
દીઠામાં=જોવામાં.
જબરા=જોરાવર.
ઝાલવા=પકડવા.
કશું=કંઈપણ; જરા.

પાઠ ૫૪ મો.

રંજાડ=તોફાન.
દીવટ=જોત; બત્તી.
ધાડ=લુટારાનીટોળી.
કપડાં=લુગડાં.
ખાસાં=મજાનાં.
ઉપાય=ઈલાજ.
મની=બિલાડી; મં-
જારી.
પાર=છેડો.
વધ્યા=વધી ગયા.
પકડ્યા=ઝાલ્યા.
માંડે=મચાવે.
ધડબડ= ગડબડાટ
કરતી.
કરડી=કાતરી.
મહા=મોટું; ઘણું.

(કવિતાની સમજુતી). (૮).

ઉંદરો હારબંધ વધી ગયા, તેમાં કેટલાક ઝાલ્યા પણ પાર આવ્યો નહી; જેમ લૂટારાની ટોળી કેમ આવે તેમ તેઓ રાતે તોફાન મચાવી રહેછે. (૧).

તેઓ મજાનાં કીમતી લુગડાં કરડી ખાયછે, ને દીવાની દીવટ લઈ જાયછે; એને પકડવાનો એકે ઉપાય નથી, પણજો બિલાડી મળે તો મોટું સુખ થાય (તે ઉંદરને પકડી લે.) (૨).

---

પાઠ ૫૫ મો.

પાંદડાં=પાંતરાં.
સાંભરેછે=યાદ આવે
છે?
બાપડી=બીચારી.
ઓઢવું=શરીરપર ઢાં-
કવું.
વાળ=બાલ; નીમાળા.
ભલી=વીસરી.
ભુલશો=વીસરશો.
ડોલ=શરીર; અંગ.

પાઠ ૫૬ મો.

આંચળ=થાન; ધાઈ
ધાવણાં=નાના; દુધ
પીતા.
જોર=બળ; શકિત.
કરડવા=બચકુંભરવા.
વગર=વિના; શિવાય.
આખલો=ગોધો.
એટલામાટે=એને વા-
સ્તે.

કર્યાં=બનાવ્યાં.

પાઠ ૫૭ મો.

ઝાડપાલો= ઝાડનાં ઝીણાં પાંતરાં તથા છોડ વગેરે.

કૂવા=ઊંડો ખોદી કાઢેલા વહેતો ઝરો.

નદીઓ=મીઠા પાણીનો વોધ પર્વતમાંથી નીકળેલો તે.

વાવ=પગથીઆવાળો પોહોળો ઉતરવાનો કુવો.

મોળુ=મોળાસ પડતું.

મીઠું=નીમક; (મીઠાસ વાળુ)-

ખારૂં=મીઠાના સ્વાદ જેવું.

જીવેછે=ટટાર રેહેછે.

ભરેલા=ભરપૂર.

જોઇએ તેટલું=કામ જોગ; ખપ જેટલું.

પાઠ ૫૮ મો.

લખોટી=લાખની ગોળી; મંજી.

ઠરે=સાબીત થાય.

છાનોમાનો=ચુપચુપ.

ગમે=સારૂ લાગે.

ચોરવું=કંઇ ચીજ છાનામાના લેવી તે.

ભુલી ગયો= વીસરી ગયો.

પાઠ ૫૯ મો.

મહીપતી=રાજા.

પસ્તાય=દલગીર થાય.

પાછળથી=પછવાડેથી

ચાહન=ખુલ્લી જાહેર.

ઝલાય= પકડાય.

નર=માણસ.

સમજી=જાણી.

બાંધીમારે= ફટકાનો માર મારે.

**(કવિતાની સમજુતી). (૯).**

ચોરીમાં સુખ સમજીને જે માણસ કોઇને ત્યાં ચોરી કરીને આવે; તે પછી ચોરીથી થતું દુઃખ જ્યારે જુવેછે, ત્યારે મનમાં ઘણો અફસોસ કરવા માંડેછે. (૧).

જ્યારે ચોર ઝલાયછે, ત્યારે ચોરી ઉઘાડી થાયછે, પછી રાજા કે હાકેમ તેને બાંધીને ફટકાનો માર મારેછે, ત્યારેતેની છેક બે હુરમત થાયછે (આબરૂ જતી રેહેછે.) (૨).

---

પાઠ ૬૦ મો.

આંગણું=બારણું;બારણાની આગળની જગો તે.

અજવાળુ=ઉજાશ.

પરશાળ= પેહેલાખંડ.

પછીત= પછવાડેની ભીંય તળીઆ જમીન.

ભીંત.
ચોક=ખાળ.
ઓટલો=ઘરના આંગણાં આગળ ઊંચી બેસવાની જગો કરેલી તે; મોટી ઓટલી.
છીંડી=ખડકી; વાડો.
કરા=દીવાલ; ભીંત.
મેડો=માળ.
અગાશી=ધાબું.
ઓરડો=મોટી કોટડી.
સાંભળો=ધ્યાનમાં લેઓ.
ઉઘાડી=ખુલ્લી.
કરેલી=બનાવેલી.

### પાઠ ૨૧ મો.

રસોડું=રાંધણી.
અંધારૂં=ઉજાસ નહિ તે.
બારી=માળ ઉપરના ભડાનાં બારણા.
ગોખલા=નાનાં હાટડાં.
ભંડારીઆ=હાટડાં.
રસોઇ=રાંધવાનું.
ધુમાડીઉં=ધુમાડો જવાનો રસ્તો કાઢેલો તે; ચીમની.
તાકા=મોટા ગોખલા.
પાણીઆરૂં=પાણીનાં બેડાં મૂકવાની ઓટલી.
ધુમાડો=ધુણી.
ચોકડી=મોટો ખાળ.
તાળું=પેટી બંધ કરવાનું હથિઆર.
ટાંકાં=વરસાદનું પાણી ભરી મકવાના છો બંધ ઊંડા કુવા.
ગોટાય= ઘેરાય.
છો=મરડીઆ કાંકરાને ભઠીમાં પકવેલા તે.

દાદર=લાકડાના પાટીઆની સીડી.
ઓટલી=નાનો ઓટલો.
જાળી=સળીઆ જડેલી નાની બારી.
ઝીલવું=પડતુ સાવું.
નીસરણી= વાંસ કે વળીનો દાદર.
ગામડું=નાનું ગામ.

### પાઠ ૨૨ મો.

કુકડી=મરઘી.
ખડખડે=અકળાએ.
વહાણું=સહવાર.
છેડવું=અડકવું.
દીપે=સારો દેખાય.
માંજર=માથા પરની લટકતી ચામડી.
ભાત ભાતના=જાત જાતના
સેવે=સાચવે=.
ઉકરડા= ખાતરવાળી જગો.
બાંકણુ=તરમ; પોચો
ધંધો=રોજગાર.
ખોતરવાની=ખણવાની; ખોદવાની.
ધસવું=આગળ દોડી આવવું.
વળગવું=બાઝવું.
જાળવે છે=સાચવે છે.
કાયર=હેરાન=દુખી.
કુકડો=મરઘો.

રૂપાળો=શોભિતો.
કુકડુકુક=મરઘાનું બો
લવું—વાસવું.
વળગેછે=બાઝેછે.

પાઠ ૬૩ મો.

સાપ=ઝેરી જાનવર.
ગણતો=પત કરતો.
વેર=દુશ્મનાઈ; ખાર.
જીવ=પ્રાણ; આત્મા.
ચગદી=છુંદી કચડી.
લગારેક=જરા.
નાગ=ફેણાવાળોસાપ.
નબળા=કમજોર.
છેલ્લીવારે=આખરે.
ચટકા=ડંખ.
છોલાયું=સોરાયું.
ફેણ=સાપ તથા નાગ
માથું પોહોળું કરેચ
તે.
દર=બાકું; કાણું.
પછાડી=ઝીકી; અફા.
ળી.
ભેગી=એકઠી.
ઝાઝા=ઘણા; બહુ.

## (કવિતાની સમજુતી). (૧૦).

નબળા પણ ઘણા લોકની સાથે કોઈપણ દાહાડો અદાવત રાખવી નહિ, કેમકે મોટા કાળા નાગનો કીડીઓ તે બધી એકઠી થઈને આવી રીતે જીવ લેછે, (જુઓ કીડીઓ નબળી પણ ઘણી, અને સાપ જબરો પણ એક).

---

પાઠ ૬૪ મો.

છોડવા=નાના છોડ.
મૂળીઆં=મૂળ; જડ.
વાટ=રસ્તો; રાહ.
થડ=ઝાડનો વચલો
ગોળ ભાગ.
જીવે=ટટાર રહે.
ઓગળે=પીગળે.
ડાળાં=ઝાડની મોટી
શાખા.
વેહ=કાણું; છિદ્ર.
વાદળ=આકાશ.
કસ=રસ; તત્વ.
ફળ=લીલો મેવો.
ચરી=વણી.
પથરાય=ફેલાય.
વેલો=જમીનપર પ-
થરાતો છોડ.
આંબો=કેરીનું ઝાડ.
છોડ=છોડવો.
કોહોળું=તરકારીનું ના
મ; શાકનું નામ.

પાઠ ૬૫ મો.

લીલાં=ખુબસુરતાં.
કચરો=મેલ.
કરમાઈ=ચમળાઈ.
સુકાવું=કરમાઈજવું.
સીંચીએ=રેડીએ.
ટટાર=સીધા; પાધરા.
છાંટવું=છંકોટવું; રેડ-
વું.
તાજાં=લીલાં.
વરસતો=પડતો.

મસ=ઘણી; બહુ.
લૂલા=મુડદાલ.

### પાઠ ૬૬ મો.

રીસાલ=તામસી.
રીસાયો=ગુસ્સે થયો.
ચેન=સુખ; મજા.
પીરસેલી=ખાવાનું મુકી તૈયાર કરેલી.
મુદ્દલ=જરાએ.
મળો=તમ સો.
વેદના=દુઃખ પીડા.
ભાડું=ભાઈ બેહેનના છોકરા છૈયાં.
માલ=જીવ; વાસાત.
પુણે=લાગે; શાલે.
વીંછી=ઝેરી જીવડો.
ખોટું=માઠું; ખરાબ.

### પાઠ ૬૭ મો.

તણખલાં=તંખલાં.
ઈંડાં=બેદાં.
રૂ=કપાસમાંથી કપાસીઆ કાઢી નાંખી જે રહેલું તે.
વસ્તુ=ચીજ.
આખુ=બધું સઘળુ.

ચીંચીં=ચીચીઆરી.
રઝળીને=રખડીને.
ધીમેધીમે=હળવે હળવે; આસ્તે.

### પાઠ ૬૮ મો.

પાલો=ઝીણાં પાંતરાં.
ઝાંઝવા=ઘણા તેજથી આંખે ન સુઝે તે; અંધારાં.
ગરમી=તાપ.
તેજ=પ્રકાશ; નુર.
નીપજવું=પાકવું; થવું.
ધાન્ય=અનાજ; દાણો.
સર્વે=સઘળા; બધા
ઓછું=થોડું; કમી.

### પાઠ ૬૯ મો.

બગાડ=નુકસાન.
ગભરાઈ=અકળાઈ.
ધાજો=મદદે આવજો.
છેતરવું=ઠગવું.
સીમમાં=ખેતરમાં; ગામની હદમાં
આસપાસ=આજુબાજુ; ચોતરફ.
ખેતરવાળા=ખેતરના.

માલીકો=ખેડુતો.
ખેડુત=ખેતીકરનાર:
ચારતો=ચરાવતો.
અમથી=ખોટી; જુઠી.
હસવા=મજાક કરવા.
શરમાઈ=લજવાઈ.
ખરેખરો=સાચો.
સાચો=ખરો.

### પાઠ ૭૦ મો.

ઘુરકવું=ગુસ્સાથી જોવું.
લોહીલોહાણ=લોહીઆળ; લોહી નીગળતા.
પામીએ=ખમીએ.
બચકાં=ડાફાં; કરડવું તે
ભસવું=કુતરાનું બોલવું
તૂટીપડવું=એકદમ વળગી પડવું–ધસારો કરવો.
ગરીબ=રાંક; અનાથ.
સોબત=સંગત.
બાપડો=બીચારો.
ભૂંડા=ખરાબ; નઠારા.

### પાઠ ૭૧ મો.

પજવીએ=કાયર કરીએ; દુઃખ દઇએ.
હળીમળીને=સંપ સંપીને; એક દીલથી.
ઉગામીએ=ઉઠાવીએ
દુખાય=દલગીર થાય.
માંહેમાંહે=એક બીજા; અરસ પરસ.
રાજીથવું=ખુશી થવું.
હેત=પ્યાર; ચાહેના.
રીસાઇએ=ગુસ્સે થઈએ.
વહેંચી=ભાગ પાડો.
સંપસંપીને=હળીમળીને.

## પાઠ ૭૨ મો.

ઝગઝગાટ=ચળકાટ.
પૃથ્વી=દુનિઆ.
વાહાલો=પ્યારો.
ધારે=બીયામણું; અંધારૂ.
ગગન=આકાશ.
ઊંચો=દુર; ઉપર.
પરમેશ્વર=મોટો ઇશ્વર.
ચળકતી=ઝળકતી.
જીવાત=રેહેવાત.

## પાઠ ૭૩ મો.

મહિમા=લીલા; રચના.
કરનાર=બનાવનાર.
આમલી=એક જાતનું ઝાડ અને તેનું ફળ.
જગ=જગત; પ્રથ્વી.
કોઠી=કોઠાનું ઝાડ.
સરજનાર=પેદાકરનાર
તારા=ચાંદરણી
ભજવા=ભક્તિ કરવા.
દેવ=પરમેશ્વર; ઇશ્વર.
તાડ=તાડીનું ઝાડ.

( કવિતાની સમજુતી ). (૧૧.)

તમે ભાઇઓ આ મોટા ઝાડ જુઓ, એમાં સૌથી તાડનું ઝાડ ઊંચુંછે; કોઇ આમલી કોઈ આંબો ને કોઇ કોઠીનું ઝાડ પણ હોયછે, ને જુઓ ક તે બધાનાં ફળ જુદાં હોયછે. (૧)

જે આ જગતનો બનાવનાર ઇશ્વરછે તે સૂરજ તારાનો પેદા કરનાર છે, માટે એજ હમારો મોટો દેવછે, તેને ભજવાની ટેવ રાખીએ. (૨),

---

## પાઠ ૭૪ મો.

નિશાળ=વિદ્યા ભણવાનું ઠેકાણું.
રંગીત=રંગીલા; રંગીન.
વતરેણું=લાકડાની કલમ.
તૈયાર=તરત કામમાં આવે એવું.
સો=દસ દસકા.
એકડે એક=આંકની સંખ્યા.
સ્લેટ=પથ્થર પાટી.

પોતીઆં=ધોતીઆં.
મોઢે=મોંથી ભણી જતાં.
ખડી=ચીકણી ધોળી માટી.
પાટી=સફેતો કે ધુળથી લખવાનું નાનું પાટીઉં.
ધુળ=રજ.
ફિકર=ચિંતા.
મંગાવીએ=અણાવિયે
જાળવીને=સાચવીને.
મંજાવીને=સાફ કરાવીને.

પાઠ ૭૫ મો.

ચીતારો=છબીપાડનારો; ચીતરનારો.
હિરાકસી=એકજાતનો કાળો રંગ બનાવવાનું વસાણું.
ચડાવતો=ચોપડતો
ભાઈબંધ=દોસતદાર.
શાહી=રૂશનાઈ.
હરડાંબેડાં=એક જાતનાં ઝાડનાં ફળ.

હસેછે=મજાક કરેછે.
ભટ=મહારાજ; બ્રાહ્મણ.
ભૂકો=ચૂગદો.

પાઠ ૭૬ મો.

ધનતેરસ=ધનપુજવાની મોટી તેરસ.
બાજુબંધ= કોણીનું ઘરેણું.
છવીટીઆં= પગના આંગળાનું રૂપાનું ઘરેણું
સાંકળા=હાથ તથા પગનું ઘરેણું.
પોંચી=હાથના કાંડાનું ઘરેણું.
કંદોરો=કેડનું ઘરેણું.
બેરખી=કોણીનું ઘરેણું.
ચોકડાં=કાનની લાલીનું ઘરેણું.
બા[illegible]=પ[illegible].
[illegible]=સ[illegible]; દાગીના.
અકોટી=કાનનું ઘરેણું.

તુસીપાટીઆ= બાયડીના ડોકનું ઘરેણું-
ટુંપીઓ=ગળચવો.
કડાં=હાથનાં ઘરેણાં.
વીંટી=મુંદ્રીકા.
બાયડીઓ=બઈરીઓ
ધોતાં=નવાડતાં.
કોરે=બાજુએ.
હીરાકંઠી=હીરા કડીની સોનાની સાંકળી.
વાળી=નાકનું ઘરેણું.
વાંક=બાયડીનાહાથનું ઘરેણું.
કલાં=સાદાલીસાતોડા.

પાઠ ૭૭ મો.

ખીલા=બોઠલામાથાનો લોઢાનો અણીદાર ખુંટો.
સોનેરી=સોનાના.
કિમ્મત=મુલ; ભાવ.
બુદ્દા=કસબનાં ફુલ.
હળપુણી= લોઢાના દાંતો.
કિનખાબ=કસબજર
પાવડો=માટીઉસરડ-

વાનું લોઢાનું હથિઆર.
સાંકળ=લોઢાની સાંકળી.
નકુચા=સાંકળ ભેરવવાનો ખીલો.
હળ=જમીન ખેડવાનો લોઢાનો અણીદાર ખીલો
થએલી=બનેલી.
અંન=અનાજ.

પાઠ ૭૮ મો.

ડોકું=ધડની ઉપરનો ભાગ; ડોક.
હડપચી=દાઢી આગળની જગો.
ગોચી=ગરદન.
ગાંસડી=બચકી; પોટલી.
લમણ=ગાલ આગળનો ભાગ.
મોખરો=જરૂખો.
ધડ=ડોકાની નીચેનો ભાગ.
બાબરી=ચોટલો.

પાઠ ૭૯ મો.

બગલ=કાખ.
પેડું=પેટ નીચેની જગા.
તળીઉં=નીચલો ભાગ.
વાંસો=પીઠ; બરડો.
કેડો=કમ્મરો.
ગાળો=ભાગ.
એડી=પગના તળીઆનો પડા આગળનો ભાગ.
ઢીચણ=ઘુંટણ.
થાપો=ભાગ.
ઘુંટી=પગની એડી આગળનો ટેકો.
ખભો=ખાંધ.
કાંડું=હાથનો પોહોંચો
સાથળ=જાંગ.
કાખ=બગલ.
હથેલી=હાથેલી.
નળો=ઘુંટણ હેઠેનો ભાગ.

પાઠ ૮૦ મો.

સોબત=સંગત.
આંબાવાડીઉ=આંબા ઉગેલા હોય તેવાડી.
રખવાળ=સાચવનાર
ટપેર્યા=ઠોક્યા, માર્યા.
પહોંચ્યા=આવી લાગ્યા.
ઝાંપો=કાંટાનું બારણું.
કેરી=આંબાનું ફળ.
હીંડ=ચાલ; દોડ.

પાઠ ૮૧ મો.

સંગ=સંગત.
પ્રેમ=હેત; પ્યાર.
ઠામ=ઠેકાણું; જગો.
ભાગ્યશાળી= નસીબવાન; નસીબવાળો.
પેસે=આવે.
હરજી=ધીભજી.
રૂડો=સારો
બુરો=નઠારો; ખરાબ.
મેહેતા=મેહેતાજી ગુરૂ.
સંગ=સંગત; સોબત.

**(કવિતાની સમજુતી). (૧૨).**

જેને જેવી સંગત તેવોજ રંગ ત્યાં બેસે, જેને જેવીસંગત

તેવુંજ હેત ત્યાં વધે, જેને જેવી સંગત તેવેજ કામ તે કરશે, અને જેને જેવી સંગત તેવેજ ઠેકાણે જઈને તે ઉભો રેહેશે; સારી સંગત હશે તો સારો બનશે; ને નઠારી સંગત હશે તો નઠારો બને; પણ સારો મેહેતાજી શીખવનાર હોય તેના સંગથી નશીબવાળો હોય તો તે વિદ્યા ભણે, (ભણીને નશીબવાળોથાય).

**પાઠ ૮૨ મો.**

જલેબી=એક જાતનું ખાંડનો રસ પાયલું પકવાન.
ભાખરા=જાડા રોટલા
પોર=ગયે વર્ષે.
ભાણે=જમવાના આસન ઉપર.
પકવાન=લાડુ જલેબી દહીંતરા વગેરે મીઠાઈ.
પતાસાં=બતાસાં.
હારડા=ખાંડનાં ચકતાં
નાત=જમણવાર;જાત
રમકડાં=ખાંડના રસની બાવાની ચીજો.
ઘેબર=એક જાતનું ખાંડનો રસ પાયલું પકવાન.

**પાઠ ૮૩ મો.**

ખાતર=મોટું બાકું.
ખોતરવું=ખોદવું.
વણજારૂ=શીકારૂ;વણજારમાંનો.
નજરે=નીઘા; ધ્યાન.
દાટવું=ડકણાવવું.
ધન=પૈસા; દોલત.
ધણી=શેઠ; માલિક
સમજે=ચેતે; જાણે.
તાણતો=ખેંચતો
ગયલું=ખોવાયલું.

**પાઠ ૮૪ મો.**

વઢવાડ=લડાઈ.
મેળાપ=મુલાકાત.
ચડભડી=લઢી; વઢી.
જમણુ=જમ્યાનું.
અથાણું=આથણું.
શેખી=પતરાજી.
ખરીદવું=વેચાતુ લેવું.
જણીયો=બાહ્યો.
રડ્યું ખડ્યું=કોઈ કોઈ.
સામટો=એકઠો.
હાંલ્લું=કાદવનું મટકું.
ભેગું=એકઠું; સાથે.
મોઘું=ઘણી કિમ્મતનું.
સાહુકાર=પૈસાવાળો. આબરૂદાર ગ્રહસ્થ.
લેખું=ગણતી;હિસાબ.
ઘાંટો=સોર; પોકાર.
લેખવે=ગણે; પત કરે.
શેનું=કઈ ચીજનું?

**પાઠ ૮૫ મો.**

સમડી=કાગડા કરતાં મોટું જબરી પાખવાળું પક્ષી.
વાઘરી=પારધી;શીકારી
જાળ=ફાંદો.

કરગરવું = કાલાવાલા
કરવા.
મરડવું=આમળવું.
અમઘો=ખાસો.
બગાડ્યુ=નુકસાન કર્યું
લુચ્ચી=ઢોંગી; ખંધી.
ડોક=ગરદન; ગળું.
વિચારવું=તોલ કરવો.

### પાઠ ૮૬ મો.

બીડમાં=ખેતરમાં
મમત=આસ; જીદ.
ફુલાવવું=મોટું કરવું.
ગજુ=શકતી.
તાલેવર=પૈસાદાર.
બરોબર=સરખું.
ખરચખૂટણ=પરચુણ
ણ ખરચ.
ચંપાઈને=દબાઈને.
બરોબરી=સરખા સ-
રખી; હરીફી.

### પાઠ ૮૭ મો.

આડોશી પાડોશી=પા
સેના ઘરમાં રેહેનારા;
જોડેના ઘરના.
જાગવું=જાગૃત રેહેવું.
ગુણપાડ=ઉપકાર.
પકડ્યો=ઝાલ્યો.
ચોકી=પેહેરો.
જાળવ્યું=સાચવી રા-
ખ્યું; તપાસી રાખ્યું.
ચાકરો=નોકરો.

### પાઠ ૮૮ મો.

કંદોઈ=મીઠાઈ, ભજી-
યાં વગેરે વેચનારો.
ખડકી મૂકવું= ગોઠવી
રાખવું.
શકરીઆ=ખાંડનોરસ
પાયલા; મીઠા.
ચકરડી=વાએ ફરતું
કાગળનું રમકડું.
મિઠાઈ=બરફી પેંડા
વગેરે મીઠી ચીજો.
કથરોટ=કોરણવાળુંછા-
છરૂં વાસણ.
પાલખી=ખુલ્લો મેનો.
ચોંસલા=ચોડા કકડા.
રમકડાં=રમવાની ચી
ઠઠ=મેદની; ભીડ.(જો.
વોહોરો=હોરો.
સામાન=ચીજો.

### પાઠ ૮૯ મો.

પંચરાઉ=પાંચજાતની
પાચવાનીની.

કોદરા,
તુવેર,
નાગલી,
મકાઈ,
લાંગ,
બંટી,
મસુર,
રાજગરો,
બાજરો,
મઠ,
} જૂદી જૂદી જાતનાં અનાજનાં નામ.

અપવાસ=ભુખ્યા રેહે-
વું તે, લાંઘણ.
ફરાળ=ફળનો આહાર
કરવો તે; (વ્રતમ
ખાવાની ચીજો).
જાર=જુવાર.
ડાંગર=ભાત.

### પાઠ ૯૦ મો.

ઘાંચી=તેલી; તેલ દી-
વેલ વેચનારો.
કણઝીઊ=કણઝીનુંતે-
લ.

ઘાણી=તેલ, દીવેલી વગેરે પીલવાનો લાકડાનો સાંચો.
સરસીઉં=સરસવનું તેલ.
ફોલા=ગુમડાં.
પીલવું=દાબવું;કચડવું
સઘળા=બધા.
સરસવ=સરસીઉં કાઢવાનારાઇજેવાદાણા
ડોળીઉં=ડોળીનું તેલ.
એરંડી=દીવેલી.
ખોળ=પીલતાં કુચો રહેછે તે.
ડોળી=મહુડાનાં બી.
સ્વાદ=સારૂં.

કણઝી=એક જાતના અળસીને મળતા ઝીણા દાણા.

પાઠ ૯૧ મો.

હકીકત=વાત;વિસ્તાર હેવાલ.
કાચુંકોરૂં=તળેલું.
અંબેરી=ઝાપટી.
સંજોરી=ઘુઘરા ઘારી જેવું ખાંડવાળું ખાવાનું.
ખરખરાને=ઘણોજ.
દારૂખાનું= આતસ. બાજી.
શીરો=એક જાતનું લચકા જેવું ખાવાનું.

ગેરૂ=એક જાતની લાલ માટી.
ફુલકરણી=ફુલકરે.
જાળાં= કરોળીઆના પડ.
ટેટા=ફટાકા.
બચકો=ગાંસડો.
ફટાકા=ટેટા.
ઉધેવુધે=ધોળી કીડી.
મઠીઆં=મુઠીઆ.
પેટારો=મોટી પેટી.
છછુંદરા=ફુલકરણી.
ફરતાંફરતાં=જુદાંજુદાં
ચોપડે=લગાવે; ચડવે.
ભારે=ઊંચા; કીમતી.
છોડેછે=ફોડેછે.

( એક ગણિતની સંખ્યા. )

| | |
|---|---|
| એક ... ... ... ... ... | ૧ |
| દસ ... ... ... ... ... | ૧૦ |
| સો ... ... ... ... ... | ૧૦૦ |
| હજાર ... ... ... ... ... | ૧૦૦૦ |
| દસહજાર ... ... ... ... ... | ૧૦૦૦૦ |
| લાખ ... ... ... ... ... | ૧૦૦૦૦૦ |
| દસલાખ ... ... ... ... | ૧૦૦૦૦૦૦ |

કરોડ ... ... ... ... ૧૦૦૦૦૦૦૦
દસકરોડ ... ... ... ... ૧૦૦૦૦૦૦૦૦
અબજ ... ... ... ... ૧૦૦૦૦૦૦૦૦૦
દસઅબજ ... ... ... ... ૧૦૦૦૦૦૦૦૦૦૦

---

## (પરીમાણ.)

સત્તાવન ... ... ... ... ... ૫૭
છસો છત્રીસ ... ... ... ... ... ૬૩૬
ચારસો નવ ... ... ... ... ... ૪૦૯
સત્તરશો બાણું .. ... ... ... ...૧૭૯૨
પંદરસો પાંચ... ... ... ... .. ૧૫૦૫
બે હજાર આઠસો બાર... ... ... ...૨૮૧૨
ચાર હજાર ચોરાણું ... ... ... ...૪૦૯૪
નવ હજાર એકસો નેવું .. ... ... ...૯૧૯૦
સોળ હજાર સાઠ ... ... ... ૧૬૦૬૦
પાંત્રીસ હજાર ત્રણસો તેર ... ... ૩૫૩૧૩
એકવીસ હજાર બસો બાણું ... ... ૨૧૨૯૨
એક લાખ બાવન હજાર બસો સાત ... ...૧૫૨૨૦૭
ચાર લાખ ચાર હજાર નવસો છ ... ૪૦૪૯૦૬
છ લાખ સોળ હજાર નવસો ત્રીસ ... ૬૧૬૯૩૦
બાર લાખ બાર હજાર બે ... ... ૧૨૧૨૦૦૨
તેવીસ લાખ ત્રણ હજાર સાઠ .. ... ૨૩૦૩૦૬૦
સાત કરોડ બોતેર લાખ બાર હજાર છસો સોળ.૭૭૨૧૨૬૧૬
પંદર કરોડ પાંચ લાખ બારસો એકાવન.. ૧૫૦૫૦૧૨૫૧
નેવું અબજ સાતકરોડ સોળલાખ એકસોચોદ૯૦૭૧૬૦૦૧૧૪

---

| | | | | |
|---|---|---|---|---|
| પા | (સો) | તે | ૨૫ | પચ્ચીસ. |
| અડધો | (સો) | તે | ૫૦ | પચાસ. |
| પોણો | (સો) | તે | ૭૫ | પંચોતેર. |
| પોણો | (સો) | તે | ૯૯ાાસોમાંપાવલુંઓછું. | |
| પા | (હજાર) | તે | ૨૫૦ | બસોપચાસ |
| અડધો | (હજાર) | તે | ૫૦૦ | પાનસો. |
| પોણો | (હજાર) | તે | ૭૫૦ | સાડી સાતસો. |
| પા | (લાખ) | તે | ૨૫૦૦૦ | પચ્ચીસ હજાર. |
| અડધો | (લાખ) | તે | ૨૫૦૦૦ | પચાસ હજાર. |
| પોણો | (લાખ) | તે | ૭૫૦૦૦ | પંચોતેર હજાર. |
| પા | (કરોડ) | તે | ૨૫૦૦૦૦૦ | પચીસ લાખ. |
| અડધો | (કરોડ) | તે | ૫૦૦૦૦૦૦ | પચાસ લાખ. |
| પોણો | (કરોડ) | તે | ૭૫૦૦૦૦૦ | પંચ્ચોતેર લાખ. |

## (હિંદુના મહીના).

| | | | |
|---|---|---|---|
| ૧ કારતેગ. | ૪ મહા. | ૭ વૈશાખ. | ૧૦ શ્રાવણ. |
| ૨ માગસર. | ૫ ફાગણ. | ૮ જેઠ. | ૧૧ભાદરે. |
| ૩ પોસ. | ૬ ચૈતર. | ૯ અસાડ. | ૧૨ આસો. |

## (હિંદુની તિર્થીઓ).

| | | | |
|---|---|---|---|
| ૧ પડવો | ૫ પાંચેમ | ૯ નોમ | ૧૩ તેરસ |
| ૨ બીજ | ૬ છઠ | ૧૦ દસમ | ૧૪ ચૌદસ |
| ૩ ત્રીજ | ૭ સાતમ | ૧૧ અગીયારસ | ૧૫ પુનેમ |
| ૪ ચોથ | ૮ આઠેમ | ૧૨ બારસ | ૩૦ (૦) અમાસ |

## (અંગ્રેજી મહિના.)

| | | |
|---|---|---|
| ૧ જાનેવારી ૩૧ | ૨ ફેબ્આરી ૨૮ | ૩ મારચ ૩૧ |

| | | |
|---|---|---|
| ૪ એપ્રીલ ૩૦ | ૭ જુલાઇ ૩૧ | ૧૦ અકટોબર ૩૧ |
| ૫ મે ૩૧ | ૮ અગષ્ટ ૩૧ | ૧૧ નવેંબર ૩૦ |
| ૬ જુન ૩૦ | ૯ સપ્ટેમબર ૩૦ | ૧૨ ડીસેમબર ૩૧ |

## (પારસીના મહિના).

| | | |
|---|---|---|
| ૧ ફરવદીન | ૫ અમરદાદ | ૯ આદર |
| ૨ અરદીબેસ્ત | ૬ સહરેવર | ૧૦ દેહે |
| ૩ ખોરદાદ | ૭ મેહેર | ૧૧ બહમન |
| ૪ તાર | ૮ આવાં | ૧૨ અસપંદાદ |

---

## ( પારસીના ૩૦ રોજ ).

| | | |
|---|---|---|
| ૧ હોરમજ | ૧૧ ખોરશેદ | ૨૧ રામ |
| ૨ બહમન | ૧૨ મોહોર | ૨૨ ગોવાદ |
| ૩ અરદીબેસ્ત | ૧૩ તીર | ૨૩ દેપદીન |
| ૪ સહરેવર | ૧૪ ગોસ | ૨૪ દીન |
| ૫ અસપંદાદ | ૧૫ દપમેહેર | ૨૫ આસીસન |
| ૬ ખોરદાદ | ૧૬ મેહેર | ૨૬ આસતાદ |
| ૭ અમરદાદ | ૧૭ સરોસ | ૨૭ આસમાન |
| ૮ દેપાદર | ૧૮ રશને | ૨૮ જમીઆત |
| ૯ આદર | ૧૯ ફરવરદીન | ૨૯ મોરેશપંદ |
| ૧૦ આવાં | ૨૦ બેહેરામ | ૩૦ અનેરા |

## (મુસલમાનના મહિના).

| | | |
|---|---|---|
| ૧ મોહોરમ | ૩ રબીઉલઅવલ | ૫ જમાદીલ અવલ |
| ૨ સફર | ૪ રબીઉલઆખર | ૬ જમાદીલ આખર |

| | | |
|---|---|---|
| ૭ રજબ | ૯ રમજાન | ૧૧ ઝીકાદ |
| ૮ શાબાન | ૧૦ સવાલ | ૧૨ ઝીહજ |

---

## (આઠ દિશાનાં નામ.)

ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, વાયવ્ય, ઈશાન, નૈત્રરૂ, અગ્નિ.

## (ઉખાણાં).

૧—એક કોટડીમાં બત્રી બાવા તે શું? જ—દાંત.
૨—એક દેરા ઉપર સાત દરવાજા તે શું? જ—ડોકું.
૩—સમજે નહિ ને ઘર સાચવે. જ—તાળું.
૪—પ્રાણ નહિ પણ પલ પલ ગણે. જ—ઘડીઆળ.
૫—છાપરે છાપરે મગ વેરાએ. જ—વરસાદ.
૬—છાપરે છાપરે પીછોડી પથરાએ. જ—તડકો.
૭—બે હાથ ભોંયમાં બારસે ગામ. જ—નકશો.
૮—એક મરઘીના પેટમાં સો ઈંડા. જ—ફણસ.
૯—આટલી રાંડ રાજાની પાઘડી ઉતરાવે. જ—જુ.
૧૦—જરા સરખી ચીજ તેથી આખું ગામ જમે. જ—દેવતા.
૧૧—ઊંચેથી પડી કુકડી તેની ગાંડ ગઈ ઉખડી. જ—આમલી
૧૨ ઊંચેથી પડ્યું અમ્મર તેને નહિ કેડને કમ્મર. જ—નરખ.
૧૩ રાજાની રાણી બારીએ બેસીને કોયલા ચાવે. જ—જાંબુ.
૧૪ ગામ બધું નાસી ગયું ને બાબાજી રેહી ગયા. જ—ચુલો.
૧૫ આડ ગાંઠ ને અંતરે વાસો, નહિ કેહે તેનો વણકર માસો. જ—સીંકુ.
૧૬ પોળી ગાય તેલે નાહાય, ને રાત પડે ત્યારે હનુંમાન થાય. જ—દીવટ.

૧૭—વન વગડામાં રાતી બારી, છોકરાં પરણે ને મા કુંવારી.
જ—મીંઢળનું ઝાડ.

૧૮—ધોળું ખેતર ને કાળાં બી, ઓરતો જાય ને બબડતો જાય
જ—કાગળ લખવો તે.

૧૯—કાચકાની કોથળી ધમ ધમ વાગે, રતન પરવાળું મને હાય હાય લાગે. જ—મરચું.

૨૦—ગરમ દેશની છોકરી માથે રાખે ટોપલી, પેટમાં રાખે છો કરો, કીમ્મત તેનો પા દોકડો. જ—ખારેક.

૨૧—લીલી પીળી બાંસલી બજાવનાર કોણ, બીબી ચાલ્યા સાસરે મનાવનાર કોણ. જ—મડદું.

૨૨—જીવ વિનાનું જાનવર મોંએ કરે વાત, તેનું ટકટક કરતું સાંભળી કામે લાગે હાથ. જ—ઘડીઆલ

૨૩—નાકાશાની દીકરી તે તે ભીતરશાને દીધી, પાંચ ભાઇ દોડ્યા ત્યારે એ જાણે લીધી. જ—લીટ

૨૪—તપેલામાં તપેલું માંહે તલંગી ઘોડો, ખોલાએ તો ખોલે નહિતો બેઠા માથું ફોડો. જ—તાળું

૨૫—ઊંચ મુચ ગુંગળું સાપ પણ નહિ, લાકડીથી હાંકીએ ઢોર પણ નહિ; આપે જુદી જાતના ફળ ઝાડ નહિ; અને ચક ચકર તે ફરે ચગડોળ પણ નહિ. જ—કુંભારનો ચાક.

૨૬—નારીછું પણ સુંદરી, ત્રણ અક્ષરનું નામ; થાક નિવારણ કારણે, બેસે સૌ મુજ ઠામ; ખડી રહું પાએ ચાર, ન થાકુ હું તોય; સુખ પમાડું સર્વને, આરામ હુંથીજ હોય. કોઇવાર મુઢાં હાથ, કોઇવાર રહું હું ઠુંઠી; કવિજન કે સત માનજો, એ વાત નથી જુઠી. જ—ખુરસી

# ખબર.

આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી વેચાતી મળશે.

**નડીઆદ**—કાગદી સાદકભાઈ ચોપડી વેચનાર.

**વડોદરા**—બુકસેલર દસરથ રાગોબા ઠા. રાવપરામાં.

બુકસેલર રણછોડ મોતીરામ.

**વલસાડ**—બુકસેલર દવારકાંદાસ પરભુદાસ.

**સુરતમાં**—મેહેતાજી ફકીરભાઈ કાશીદાસ.

બુકસેલર કીકાભાઈ પરભુદાસ.

બુકસેલર મંચેરજી જમસેદજી.

બુકસેલર કરશનદાસ નારણદાસ.

**મુંબાઈમાં**— બુકસેલર સખારામ ભીકસેટ.

બુકસેલર બાળકૃષ્ણ લક્ષમણ.

બુકસેલર ભીમશી માણેક.

બુકસેલર દામોદર ઈશ્વર.

બુકસેલર ગોકળદાસ હરજીવનદાસ,

**વીરમગામ**—બુકસેલર ભીખા નથુરામ.

બુકસેલર મુળશંકર લલુ.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેટ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેટ કાગળ લીધામાં આવશે નહીં. મુંબાઈનાં છાપેલાં સંસ્કૃત, હીંદુસ્તાની, ગુજરાતી, ડીક્સનેરીઓ, નાટકો, જેનધરમનાં, તથા વૈષ્ણવધરમનાં, તથા વારતાઓ, તથા કાયદાઓ, પેહેલેથી તે સાતમી સુધીના અરથ, તરજુમાઓ, અને વઈદકનાં પુસ્તકો વિગેરે બીજી ઘણી ખરી જાતનાં પુસ્તકો અમારી પાસેથી ઘણી સરસ છાપને સસતી કીમતે મળશે. બુકસેલર જીગજીવનદાસ દલપતરામ.

ઠા. અમદાવાદમાં બાલટનની હવેલીમાં.